# ગોરા કે ગોઝારા?

"દેન્શાવાઈ ઉપર આપણી જેવી હુકુમત ચાલી તેવી હુકુમત એજ જો બ્રિટનની સલ્તનતનો અર્થ હોય, તો તો પૃથ્વી પર પવિત્રમાં પવિત્ર રાજકારણી સત્કૃત્ય એકજ રહે છે—એ સલ્તનતને ભાંગી તોડી, હરાવી, દાબી ચાંપી એના ભુક્કેભુક્કા કરી નાંખવા. અને પ્રભુને પંથે વળવા માટેના માનવીઓના પ્રયાસમાં આડખીલી થનાર એ સત્તાધારીઓને નસીયત દઈને સીધા દોર કરવા."

[illegible]

[illegible]



સંપાદક

જ્યોર્જ બર્નાર્ડ શૉ

ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ : :૨૨ મું

# ગોરા કે ગોઝારા ?

હેન્શાવાઈ (ઇજીસ) માં બનેલા એક સિતમ
કિસ્સા પર ચાબખા




પ્રગટકર્તા–
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦–કેળાંપીઠ
સુરત

[કિંમત] [બે આના

ગાંડીવ પ્રેસ કેળાપીઠ, સુરતમાં
ઇશ્વરલાલ વીમાવાળાએ
છાપ્યું અને પ્રગટ કર્યું.



સંવત ૧૯૮૭] આવૃત્તિ ૧ લી [સને ૧૯૩૧

# પરિચય

૧૯૦૬ની સાલમાં ઇજીપ્ત ખાતે દેન્શાવાઈ નામના ગામમાં એક કિસ્સો બની ગયો. ચાર અંગ્રેજ અમલદાર શિકારીઓએ ત્યાં જઇ ગામવાસીઓનાં કબૂતરોને મારી નાંખ્યાં, કબૂતરોને મારવાની મનાઈ હતી છતાં. ગામવાસીઓ સામે થયા. એક અમલદારની બંદુક ખુંચવી લીધી. તે ખુંચવતાં ટકી. ગોળી છૂટી. ચારેક જણાને વાગ્યું. એક બાઇ મરણ પામી. ગામડિયાઓ ચીઢવાયા. શિકારીઓને માર્યા. તેઓ નાઠા. તડકા તાપમાં દોડ્યા. એકને લૂ લાગી. તે મરણ પામ્યો.

આ મહા મહાપરાધને માટે ત્યાંની બ્રિટીશ અદાલતે તે ગામવાસીઓને નીચે પ્રમાણેનો શરપાવ આપ્યો—

ચારને ફાંસી,
બેને જીંદગીભર જેલ,
એકને પંદર વરસ,
છને સાત વરસ,
ત્રણને એક વરસ અને ૫૦ ફટકા
અને પાંચ જણાને માત્ર ૫૦ ફટકા !

કેવો સુંદર શરપાવ ! કેવું આલ્હાદક પારિતોષિક! વિજય મદથી છકી ગયેલી એક પ્રજા પોતાના બૂટ તળેના ગુલામોને એથી ઓછી સજા શા માટે આપે? આપે તો પછી એના ચક્રવર્તીપણાનો મોભો શું રહે? પણ જ્યોર્જ બર્નાર્ડ શૉ—આયર્લાંડના એ જગત્પુરૂષને આજે કોણ નથી ઓળખતું?—એ બ્રિટિશ સલ્તનતની આ અદ્દભુત ન્યાય પરાયણતા પર સખત ચાબખા લગાવે છે. કહે છે—આ કિસ્સો લંડનમાં બન્યો હોત, અથવા ઇંગ્લાંડના કોઈ ગામડામાં બે ચાર અમલદારોએ એવા અત્યાચાર કર્યા હોત તો શું થાત?—તો જે થાત તેના કરતાં જરાયે વધારે દેન્શાવાઇના ગ્રામ્યજનોએ કર્યું ન હતું. છતાં આ તો ઇંગ્લાંડ! ચક્રવર્તી! ને પેલું તો ઈજીપ્ત! ગુલામ! ચક્રવર્તીઓ શા માટે ગુલામોને નહિ છૂંદે?

શૉ—પોતાની જોરદાર, અર્થપૂર્ણ વેધક ભાષામાં બ્રિટનની આવી અધમ નીતિને 'છોલી' નાંખે છે, તેની ચામડે ચામડી ઉતારી નાંખે છે. અને છેવટે કહે છે કે—"દેન્શાવાઇ ઉપર આપણી જેવી હકુમત ચાલી તેવી હકુમત એજ જો બ્રિટનની સલ્તનતનો અર્થ હોય, તો તો પૃથ્વી પર પવિત્રમાં પવિત્ર અને અતિશય જરૂરી રાજકારણી સત્કૃત્ય એકજ રહે છે—એ સલ્તનતને ભાંગી તોડી, હરાવી, દાબી ચાંપી એના ભુક્કેભુક્કા કરી નાંખવા અને પ્રભુને પંથે વળવા માટેના માનવીઓના પ્રયાસમાં આડખીલી થનાર એ સત્તાધારીઓને નસીહત દઇને સીધા દોર કરવા."

એટલુંજ નહિ, પરંતુ તે એવા પણ નિશ્ચય પર આવે છે કે લશ્કરબળથી નભતી કોઇ પણ સરકાર માટે એવી ક્રૂરતા સિવાય બીજી કોઇ ભાવના શક્યજ નથી. માત્ર આયર્લાંડને માટેજ *હોમરૂલની જરૂર છે એમ નહિ, પરંતુ તમામ રાષ્ટ્ર મહામંડળોના તમામ સભ્યોને માટે હોમ-રૂલની જરૂર છે. સામ્રાજ્યનું જો કોઈ પણ કાયમી સ્વરૂપ હોય તો તે આવું સાચું (આંતરિક સ્વાતંત્ર્યવાળા રાષ્ટ્રોનું) મહામંડળજ હોઇ શકે...

પોતાની બધીયે ટીકાઓ અને દલીલો માટે શૉએ કોઇ ગમે તેવા કાસદના હેવાલ ઉપર નહિ, પરંતુ ખુદ પાર્લામેન્ટના સત્તાવાર કાગળો ઉપરજ આધાર રાખ્યો છે. તે વેળાના ઇજીપ્તના પ્રધાન સર એડવર્ડ ગ્રે અને ઇજીપ્તના ગવર્નર લોર્ડ ક્રોમર વચ્ચે ચાલેલા પત્ર વહેવાર ઉપરથીજ એમણે બધી વિગતો એકઠી કરી છે. અને ચાબખા મારતાં તેઓ ઘણી વાર વ્યાજોક્તિમાં ઉતરી પડયા છે: "આપણે કેટલા બધા ઉદાર! કે જે ઓરત બંદુક ફૂટી જવાથી મોઇ, તેના ઉપર ગોળી શરીરમાં છૂપાવી રાખવાનો—ચોરીનો—આરોપ જરાયે ન મૂકયો!" આવી વ્યંગોક્તિ આ લેખમાં ઘણી છે. તે બધી વાંચક ધ્યાનપૂર્વક વાંચે અને ઇજીપ્તની આ કથા વાંચીને સોન્ડર્સના ખૂનના કિસ્સા સાથે અને ઢાકામાં પડેલા બોમ્બના કિસ્સા સાથે એને સરખાવે.

ઇશ્વરલાલ વીમાવાળા

---

* હવે તો આયર્લાંડને હોમરૂલ મળી ગયું છે તે વાંચકને માલમ હશેજ. આ પુસ્તકનો લેખ તો ૧૯૦૬માં લખાયો હતો.

જે દેશોમાં સ્વરાજ્ય નથી હોતું, એટલે કે લોકોની ઇચ્છા ને સંમતિ મુજબ રાજતંત્રનો વહીવટ નથી ચાલતો, તે દેશનું રાજ્યતંત્ર લશ્કરી જોરજુલમ ઉપરજ અવલંબી શકે. એ દેશના મુલ્કી વહીવટકર્તાઓ રૂપી અમલદારશાહી ગમે તેવી પદ્ધતિસર રચાયલી હોય, ગમે તેવી વિવેકી-સભ્ય હોય અને તેના મોટામાં મોટા અમલદારો ચારિત્ર્યમાં પણ ગમે તેવા પ્રતિષ્ઠિત હોય, છતાં પણ લશ્કરી તંત્રના જોરજુલમ સામે તેમને આંખ આડા કાન કર્યેજ છૂટકો. અને પરિણામે, છેવટે તો તેમને પણ એ લશ્કરી તંત્રના ભયંકર તત્વોનો પૂરો પાસ લાગવાનોજ— લાગ્યા વિના નજ રહી શકે. આના પુરાવા રૂપે હું તમને ઇજીપ્તના એક ગામડામાં લઇ જવા ઇચ્છું છું, અને એકજ સાચા દૃષ્ટાંત તરીકે હમણાંજ, ૧૯૦૬ ના જુનમાંજ બનેલા દેન્શાવાઈના કિસ્સાનું ચિત્ર તમારી આગળ રજુ કરૂં છું:

જી. બર્નાર્ડ શૉ.

# ગોરા કે ગોઝારા?

## દેન્શાવાઈનો હત્યાકાણ્ડ !

દેન્શાવાઇ શું છે? ઇજિપ્તમાં નાઇલ નદીની વચ્ચે આવી ગયેલા ત્રિકોણાકૃતિ જમીનપટમાં આવેલું એ એક નાનકડું ગામ છે. રસ્તાની આજુબાજુ ઘાસ ને તાડ ને બીજાં ઝાડવામાં નજરે પડતાં થોડાં ભાંગાતૂટાં ઝુંપડાં સિવાય ત્યાં કાચી ઇંટોના નાના સરખા મિનારા પણ નજરે પડે છે. એ મિનારા શાને સારૂ છે તે સમજવું ઇંગ્રેજને માટે ખરેખર મુશ્કેલ પડે—જેમ કોઈ ઇજીપ્તવાસીને આપણે ત્યાંની એવી રચનાઓનો ખ્યાલ નજ આવે, તેમ. પણ જેમ ઇંગ્રેજ ખેડુત સામાન્ય રીતે ઘર આંગણે મરઘાં કુકડાં પાળે છે, તેમ ઇજીપ્તનાં ગામડાં આ મિનારાઓ કબુતરો માટે ઉભાં કરે છે. ગામડાનાં એ કબુતરખાનાઓમાં ગામનાં કબુતરો વિસામો પામે છે, ને દાણોદુણો પણ.

હવે એક કલ્પના કરો: એકાએક ચીના અમલદારોની એક ટુકડી કોઇક ઇંગ્રેજ ગામડા પર ધસી જાય, ને ત્યાં રમતાં ફરતાં મરઘાં, બતક, ટર્કી ને હંસાદિને ફટાફટ ગોળીઓ છોડી વિંધવા માંડે, અને પછી 'એ તો જંગલી પક્ષીઓ છે, ચીનમાં સૌ એ વાત જાણે છે' એમ કહીને તેને શિકાર તરીકે ઉંચકી જાય; અને જ્યારે એ ગામડાના રહેનારા ઇંગ્રેજ ખેડુતો વિરોધ અને ગુસ્સો જાહેર કરે, ત્યારે કહે કે "તમે તો ચીની પ્રજા સામે દ્વેષ ભાવ

રાખો છો અને કોન્ફ્યુશીયસના ધર્મને તોડી પાડી તેને સ્થાને ઇંગ્રેજી ખ્રિસ્તી ધર્મ સ્થાપન કરવા માટેનું તમારૂં આ કાવતરૂં છે;" એવું બને તો—

**તો શું થાય?—**

૧૯૦૬માં થોડા ઇંગ્રેજી અમલદારોની એક ટુકડી કબૂતરોનો શિકાર કરવા ગઈ, ત્યારે જે કાંઈ દેન્શાવાઈ ગામમાં બન્યું તેનું આ એક સીધું ને સાદું–સાદું ને સાચું રૂપાંતર ફક્ત છે. દેન્શાવાઇના રહીશોએ ફરીયાદો કરી ને રાજસત્તાને અરજીઓ મોકલી, પણ ન મળી દાદ–કે ન સંભળાઈ ફરિયાદઃ કાયદો તેમનું સંરક્ષણ કરવા જરૂરની વેળાએ અશક્ત નીવડતો જણાયો. એટલે આમ કબૂતરો પર નભનારા મહફુઝ નામના એક આગેવાન કુટુંબને અતિશય નિરાશા નજરે પડવા લાગી. અને એ કુટુંબના એક ૬૦ વરસના વૃદ્ધ આગેવાન મહફુઝે નિશ્ચય કર્યો કે બીજી વાર તો આ જાતનો જુલમ નથીજ સાંખવો–સહેલાઈથી નથીજ થવા દેવો. દરમ્યાન બ્રિટીશ અમલદારોને પણ હુકમ મળ્યો કે ઓમદેહ (એટલે ગામના પટેલ)ની સંમતિ સિવાય કોઇ પણ ગામમાં કબૂતરનો શિકાર કરવો નહિ. પણ એ ઓમદેહ સાહેબ સંમતિ ન આપવાની હિંમત કે ધૃષ્ટતા કરે ત્યારે શું?—એ વાત તો અદ્ધરજ હતી!

એમ કરતાં કરતાં ગઇ (૧૯૦૬ની) ૧૩ મી જૂને દેન્શાવાઇ ગામ પર ચાર ખાકીપોશ બ્રિટીશ બન્દુકધારીઓ ધસી આવ્યા, ત્યારે દેન્શાવાઇવાસીઓને અંતરમાં શું શું થયું હશે તે વિચારી લ્યો. આ ચારમાંનો એક તો આગલે વરસે કબૂતરાં મારી જનારામાંનોજ એક હતો. એની સાથે એક ઘોડેસ્વાર અમલદાર હતો, તથા બીજો એક સિપાઇ અને એક ઓમ્બાશી

( પોલિસ અમલદાર ) હતા. આ ટુકડી કબૂતરાં મારવા માટે જ આવેલી. હસન મહફુઝનું મુસ્લીમ લોહી ઉકળવા માંડયું. એણે ચેતવણી આપી કે તમને કબૂતર મારવા દેવામાં નહિ આવે. પણ પેલાઓને ભાષાજ ન સમજાય એટલે વળે શું ? પેલા Dragoman સિપાઇને તેમણે ઓમદેહ પાસે પરવાનગી લેવા મોકલ્યો, પણ ઓમદેહ સાહેબ ક્યાંક સફરે સંચરેલા હતા; અને એમના મદદનીશ પાસે દુભાષિયાએ કેટલીય કચકચ કરી ત્યારે—ચોક્ખી ના કહેવાની હિંમત તો એની હોયજ શાની ? એટલે—રૂપાળો જવાબ મળ્યો કે ગામથી ઘણેક દૂર જઇને શિકાર કરો તો ખાસ હરકત નથી.

આ જવાબ—ને આ સંમતિ પર મુસ્તાક રહીને પેલા સાહેબ લોકો ગામડાનાં ઘરોથી લગભગ ૧૦૦ થી ૩૦૦ વાર દૂર ગયા, (પાછળથી સત્તાધારીઓએ આ અંતર ૫૦૦ વાર જણાવ્યું છે.) અને ગામવાસીઓનાં કબૂતરોને આ લોકમાંથી મુક્તિનો પંથ બતાવવા લાગ્યા. ગામવાસીઓએ તરત બુમરાણ મચાવી મૂક્યું ને આખરે છેક નાના અમલદારની બંદુક ખુંચવી લીધી. ખેંચાખેંચમાં તે છૂટી ગઈ અને ત્રણ માણસો તથા અબ્દેલ નબી નામના ૨૫ વરસના એક જુવાનની બીબી-એટલાં ચાર જણાને એ ગોળીએ ઘાયલ કર્યાં. હવે આ બીબીને-કહે છે કે એના શરીરના કોમળમાં કોમળ ભાગને માત્ર થોડીએકજ ઇજા થઈ હતી—તો પણ પ્રાણ તજી દેવો એજ ઠીક લાગ્યું ! અને જેમ કોઇક ચીના અમલદારો શિકાર કરતાં કરતાં કોઇક ઇંગ્રેજ ખેડુતની સ્ત્રીને મારી નાંખે ને જેવું ઇંગ્લાંડનું ગામ ખળભળી ઉઠે—તેજ પ્રમાણે દેન્શાવાઇ પણ આખું ખળભળી ઉઠયું.

બીબીનો ખાવિંદ અબ્દેલ નબી ખૂબ ઉશ્કેરાયો – ન ઉશ્કે-

રાય તોજ નવાઈ! દાઝ્યા પર ડામ પેઠે, વળી એનાં ખળાંમાં પણ આગ લાગી. (સત્તાધારીઓના કહેવા મુજબ આખી મુસ્લીમ દુનિયામાં બળવો જગાડવા માટે એક રણશિંગા તરીકે-નિશાની તરીકે એણે જાતે ને પોતેજ એ આગ લગાડેલી!)-પછી તો ગામના જુવાનો, જહાંગીરો ને ટીખળીઓ તુરતજ ત્યાં ટોળે મળ્યા. બન્દુકધારીઓએ પણ જોયું કે પોતાનો એક જુવાન સાથી આફતમાં આવી પડ્યો છે, એટલે તેઓ એની વહારે ધાયા. પોતાની બીબીના 'ખૂની' પર અબ્દેલ નબીએ લાકડીનો ફટકો લગાવ્યો. હસન મહફૂઝ પણ લાકડી લઈને ઘૂંચ્યો. ને બીજા જુવાનો ને તોફાનીઓએ પણ પથરા ને ઈંટાળા ફેંકવા માંડ્યા.

લંડનમાં આવું બન્યું હોય ને પોલીસો પર આવો હુમલો થયો હોય તો તેઓ લઢી ઝગડીને પોતાનો રસ્તો કરી લે; કેમકે આવા ઉશ્કેરાયલા ટોળાની સાથે દલીલો કરવી શી કામ આવે? —તેમાંય તેમની ભાષાજ ન આવડતી હોય ત્યારે તો વાતજ શી? કોઈક સારા અમલદારના હાથ તળે આ શિકારી ટુકડી હોત તો એણે સલામત રીતે રસ્તો કરી લીધો હોત. પણ અહિં તો અમલદારોએ ભાઈબાપા કરવાનું શરૂ કર્યું! ને તેય ભાષા ન આવડે એટલે નાટકી ચાળાચસ્કા વડે. એમણે પોતાની બંદુકો આપી દીધી, અને વધુમાં પોતાની ઘડીયાળો અને પૈસા પણ આપવા માંડ્યા કે "બક્ષીસ લ્યો—બક્ષીસ લ્યો." (એટલો જ શબ્દ આવડતો હતો.) એટલુંજ નહિ પણ એ સૌમાંના મુખ્ય સત્તાધારીએ પોતાના એ સાથીને બોચીથી પકડ્યો, અને મિસિસ અબ્દેલ નબીના ખૂન માટે જાણે એને પરહેજ કરતો હોય તેવો ઢોંગ કર્યો. કુદરતી રીતે પેલા ગામડીયાઓને વધારે શૂર છૂટ્યું. અને અમલદારો પાસે જે કંઇ હતું તે તેમણે પડાવી લીધું: પછી એ પેલા કબૂતરાંની કિંમત તરીકે લીધું? કે

ખૂનના બદલા તરીકે, કે કેવળ લૂંટ તરીકેજ, તે વાત નક્કી કરવાની કોઇને કશી જરૂર ન દેખાઇ.

પેલા અમલદારોમાં બે આઇરીશ હતા, ને ત્રણ ઇંગ્રેજ હતા. —તેમને લાગ્યું કે આ તો જબરો ઘોટાળો વળવા માંડ્યો છે ને જોખમ વધતું જાય છે. એટલે તેઓ પોતાની ગાડીઓ ભણી દોડ્યા. પણ લોકોએ તેમનો પીછો લીધો—ગાડીમાંથી ખેંચી કાઢ્યા અને તેમાંનો એક, હાંકેડુ તો મારથી મૂર્ચ્છિત પણ થઈ પડ્યો. પછી તો એમણે નક્કી કર્યું કે દોડીને ભાગી જવું; ને ઘાટ એમ રચ્યો કે ઇંગ્રેજો નાની ઉમ્મરના ને નાના અમલદારો હતા માટે તેમણે છાવણીમાં દોડી જવું અને પેલા આઇરીશો માટે મદદ લાવી આપવી. આ રીતે તેઓ નાઠા. પણ તેમાંના એક નાનાને લાગ્યું કે આઇરીશો મહા મોટા જોખમમાં પડી જાય છે; એટલે તે પાછો ફર્યો ને તેમની સાથે થયો. બીજો નાઠો તો ખરો પણ સૂરજના પ્રચંડ તાપમાં પુષ્કળ દોડવાનું થયાથી બીજે ગામ પહોંચતાંજ મૂર્છિત થઈ પડ્યો ને લૂથી મરણ પામ્યો. ત્રીજો આગળ ગયો ત્યાં એક ચોકિયાતને મળ્યો અને મદદની ગોઠવણ થઈ.

દરમ્યાન, દેન્શાવાઈ ખાતે ગામના મોટેરાઓ અને ચોકીયાતોએ મળીને ટીખળી તોફાનીઓ અને અબ્દેલ નબી તથા હસન મહફુઝના હાથમાંથી પેલા ત્રણ અમલદારોને બચાવી લેવાનો પ્રયાસ કર્યો ને છોડવ્યા. પણ એ પૂર્વે તેમને સારી પેઠે મેથીપાક જમવા મળ્યો હતો. એકનું તો ડાબા હાથના કાંડાનું હાડકું પણ ભાંગી ગયું. એ અમલદારોને ખળાંમાં લઇ ગયા, ત્યાં પેલી બીબીનું શબ બતાવ્યું. નિશાનીઓ અને ઇશારતોથી બતાવ્યું કે આ ખૂન કરવા માટે તમારાં ગળાં રેંસી નાંખ્યા હોય તોય પાપ ન

લાગે; અને લાતો મારી—સારે નસીએ એમનાં પગમાં પગરખાં નહોતાં. એટલામાં તો મોટેરાંઓ અને ચોકિયાતો આવી પહોંચ્યા ને તોફાન અટકાવ્યું. છેવટે એ ત્રણેયને તેમનીજ ગાડીઓમાં બેસાડીને તેમની છાવણી પર મોકલી દેવામાં આવ્યા. એ વાત એ દિવસે તો એટલેથી રહી.

**આ** કિસ્સો ઇંગ્લાંડમાં બન્યો હોય – આટલી ને આવી છેડ ત્યાં થઇ હોય, તો ઇંગ્લાંડમાંય કંઇ આથી વધારે સારૂં પરિણામ ન જ નજરે પડે. કદાચ એથી ઝાઝું ટીખળ થાય. થોડાજ વખત પર એક ધરડા માણસને – નહોતો એ પરદેશી કે પરધર્મીય, તો પણ-લંડનની શેરીઓમાં લાતે લાતે ઝૂડીને મારી નાંખવામાં આવ્યો હતોઃ એ બિચારાનો ગુન્હો હોય તો તે એટલોજ કે એક બાગ ચોકિયાતે એને બાગમાંથી હાંકી કાઢ્યો ને તેથી લોકોને એના ઉપર ગેરવર્તનનો શક ગયો !

**દે**ન્શાવાઇની વાત તો કેવળ જુદી છે. ત્યાં તો આ શિકારી અમલદારો કંઇ પોતાની નોકરી પર નહોતા. સામાન્ય માણસો તરીકે-સાધારણ શિકારીઓ તરીકે એક ગરીબ ગામડા પર તેઓ ધસી ગયા હતા અને તેની જીવતી મિલ્કતનો નાશ કરી ભયંકર નુકસાન કર્યું હતું. ઇંગ્લાંડના ગામડામાં આનું બને તો તો કદાચ ચલાવીય લેવાય, કેમકે ગામવાસીઓ જાણે જ કે આપણને આનો પૂરેપૂરો આર્થિક બદલો મળી રહેશે-કોલસા મળશે, કામળા મળશે, કે જાતજાતની નોકરીઓ પણ નુકસાનના બદલા રૂપે મેળવી શકાશે.

**પ**ણ ત્યાં તો આ ગોરા શિકારીઓના અવિચારી ને સ્વાર્થી હુમલાને ચલાવી લેવા માટે દેન્શાવાઇના રહીશો પાસે આવું કશુંય સમાધાનકારક પ્રલોભન નહોતું. એક શિકારીએ તો

દેખીતી રીતે એક સ્ત્રીનું ખૂન કર્યું અને ત્રણને ઘાયલ કર્યાં —અરે, તેના પોતાના સાથીએજ એને પરહેજ કરવાનો દેખાવ કરી એનો ગુન્હો એક લેખે પુરવાર કરી દીધો. ટુંકમાં અમલદારોએ ભયંકર ચિઢવણી કરેલી ગણાય. ને વધુમાં પોતેજ જે ટીખળ ઉભું કર્યું તેને શમાવવા માટે રઢિયાળો પરંતુ મૂર્ખાઇભરેલો માર્ગ અખ્ત્યાર કર્યો, અને પોતાની નાદાની અને અણસમજ બતાવી આપ્યાં. એમને એ માટે ખૂબજ ઠપકો મળવો જોઇતો હતો અને 'વાંક હોય તો તમારોજ છેઃ વાવ્યું તેવું લણ્યું'—એમ જવાબ અપાવો ઘટતો હતો. અને જે ગામડીયાએ એમના ઉપર હુમલો કર્યો તેમના તરફ દયા ઔદાર્ય બતાવી ખાતરી અપાવી જોઈતી હતી કે હવે પછી કબૂતરનો શિકાર કદિય કરવા દેવામાં નહિ આવે.

**આ બનવું જોઇતું હતું— શું બન્યું તે જુઓઃ**

**અબ્દેલ** નબીને એની બીબી દફનાઇ ગઇ તે તરફ નજર રાખી ફક્ત 'જીંદગીભર સખત સજા' કરવામાં આવી. વાહ! ધન્ય આપણો દયા ભાવ! પણ આપણો દયા ભાવ કંઇ એટલે-થીજ અટકે? અરે, એની બીબીને તો કશીજ સજા ન કરીઃ એના શરીર પરથી મળી આવેલો મુદ્દામાલ—પેલી બન્દુકની ગોળી-ચોરવાનો આરોપ પણ એના પર ન મૂકયોઃ એને તદ્દનજ જવા દીધી. વળી અબ્દેલ નબી બિચારો જેલમાં એકલો એકલો ઝૂર્યાં કરે; માંડ પચીસજ વરસનો ને જીંદગીનો પંથ ઝાઝો કાપવાનો; એટલે એના સાથી તરીકે બીજા પણ વીસ વરસના એક જુવા-નને જીંદગીભર સખત સજાનો ઉપભોગ કરવા મોકલવામાં આવ્યો.

**પણ** હસન મહફુઝ તરફ કંઈ એટલી બધી લાગણી બ-

તાવાય? ઇંગ્રેજ ઓફીસરના શિકાર સામે જે કાળો ખેડુત વાંધો લે, બ્રિટીશ અમલદારો અને 'જેંટલમેનો' પોતાનાં કબૂતરાં વિંધે ત્યારે તેમને ધમકી આપે અને ખાસ્સી મજાની લાકડી વડે એ અમલદારોને ફટકાવવા સુધીનું પાપ કરતાંય જે ન ડરેઃ—આવા ભયંકર બદમાશને તો ખરેખર દાખલો બેસે એવી સજા કરવીજ જોઇએ!

**વા**રૂ, પણ એવાને જીંદગીભરની સજા કરીએ તોયે શું? સાઠ વરસનો ડોસો, ને તેય ૭૦ વરસનો હોય એવો દેખાય, તેને એવી સજા કરી હોય તો માંડ કદાચ પાંચ વરસ ભોગવે. એટલેથી કંઈ ચાલે? એટલે એને ફાંસી દેવામાં આવી. પણ એના કુટુંબ તરફ ખાસ રાહતની દૃષ્ટિએ એ ફાંસી એના પોતાનાજ ઘરની બરાબર સામે, ને એની પત્નીઓ, બચ્ચાંકચ્ચાં તથા પુત્રાપૌત્રો છાપરે અગાશીમાં બેસી પેટ ભરીને નીરખી શકે એવી રીતે દેવામાં આવી! ખરો રૂપાળો પ્રયોગ કરવામાં આવ્યો! ને રખે આ સરસ લ્હાવો બીજા કુટુંબોમાં અદેખાઈ પ્રકટાવે, અથવા 'અમને નહિ?' એવી લાગણી પેદા કરે–એ બ્હીકથી બીજા પણ ત્રણ દેન્શાવાઇવાસીઓને સાથે સાથેજ ફાંસીએ લટકાવ્યા. પોતાના ધર્મને છાજે એવી રીતે એ ચારે જણા આ ક્રિયામાં પાર ઉતર્યા.

**ફાં**સીએ ચઢતાં હસને તો "મારી સામે જેણે ગવાહી આપી તેના કુટુંબ પરિવાર પર ખુદાનો ખૌફ ઉતરો" એવી મોટે સાદે દુઆ કરી. અને **દરવીશ** તો એટલો અધીરો થયેલો કે જલ્લાદને કહેવા લાગ્યો કે "ભાઇ, ચાલ, ઝટ કર!" પણ **દરવીશ** તો જરા લુંટારા જેવો હતો. એને તો આગળ પણ જુઠી સાક્ષીઓ માટે જેલ મળેલી. અને એની જીંદગીનું સારામાં સારૂં

સત્તાને ચોપડે ચઢેલું કોઈ કૃત્ય હોય તો તે એકજ: એણે બ્રિટનની ઈજીપ્ત પરની ચઢાઈનો કરેલો વિરોધ. સજા પામેલાઓમાં એ અને અબ્દેલ નબી (જેને ચોરી માટે જેલ મળેલી) બેજ એવા હતા, જેમને કપાળે આગલી કાળી ટીલીઓ હતી ફાંસી ને માંચડે લટકેલા ચાર માણસોની ઉંમર આ પ્રમાણે:

૬૦, ૫૦, ૨૨ ને ૨૦.

**૫** ફાંસીની ક્રિયા કંઈ એવી નથી કે જેમાં આમ પ્રજાને એટલો બધો રસ પડે. લશ્કરી અને નોકરશાહી તંત્રની પિપાસા જેને ઝંખતી રહે છે એવી ખૂનરેજી ને એવી યાતના એમાં નથી નજરે પડતી. એટલે, ને વળી એકી વખતે એકજ માણસને ફાંસીએ ચઢાવવાની વ્યવસ્થા હતી, ને તેનો પણ જીવ બરાબર ખતમ થયો છે એવી ખાતરી કરવા માટે એને પેટ ભરીને ઝૂલતો રાખવાનો! (સ્થાનિક પત્રોમાં છપાયલું 'તેમ તેનું કુટુંબ તેને પોતાના માથા ઉપરજ ચકર ચકર ફરતો અડધો કલાક સુધી નીરખી શકે!) તે માટે તેમણે વચલા ગાળામાં આઠ માણસોને પચાસ પચાસ ચાબખા મારવાની ક્રિયા કરીને દૃશ્યની મોહકતા ચાલુ રાખી. પચાસ ફટકા એ કંઈ વધારે છે? આપણા ઇજીપ્શીયન તંત્રધારીઓ જે જમાનાને કેવળ જંગલી ગણે છે તે જમાનામાં મુસા પયગંબરે રજા આપી છે તેનાથી ફક્ત અગીઆરજ વધારે! પણ મુસાએ તો કેવળ ઇશ્વરી નિયમ તરીકેજ પોતાના કાયદાની કલ્પના કરેલી, કંઈ પોતાની ક્રૂરતા ને ભયંકરતાને તૃપ્ત કરવા માટેના સાધન તરીકે નહિ!

**અ**હા! પાર્લામેંટ સમક્ષ બ્રિ૦ સત્તાધારીઓએ રીતસર રજુ કરેલા અહેવાલમાં આપણે વાંચીએ છીએ કે 'ફાંસીના પ્રયોગોને અમલમાં મૂકતાં યોગ્ય મોભ્ભો જાળવવામાં આવ્યો

હતો,'; અને 'પ્રત્યેક જાતની શક્ય દયાળુતા બતાવવામાં આવી હતી' અને 'એ તમામ વ્યવસ્થા ખૂબ પ્રશંસનીય, અને લાગતા વળગતાઓને ઘણીજ સરસ જેબ આપે એવી હતી !' આ વાંચતાં આપણને અપૂર્વ સંતોષ (!) થયા વિના નથી રહેતો. છેલ્લા પ્રમાણપત્રમાં લાગતા વળગતાનો અર્થ ફાંસીએ ચઢનારાઓ એવો નથીજ થઈ શકતો. એ પરથી લાગે છે કે આ આખી ક્રિયામાં તેમને બિચારાઓને કશી લેવા દેવા હતી એવું તો કોઇને લાગેલું જણાતુંજ નથી !

**ને** છેવટે લોર્ડ ક્રોમર* પ્રમાણપત્ર આપે છે કે "એ આખા કાણ્ડના સૂકાની તરીકે જે ઇંગ્રેજ હતો તે તો અતિશય દયાળુ, અને દેશીઓમાં ઘણોજ લોકપ્રિય થઇ પડેલો માણસ હતો." પાર્લામેંટના ૧૯૦૬ની સાલના ઈજીપ્તને લગતા કાગળો (નંબર ત્રણ ને નંબર ચારવાળા) તેમાં અજાણે પૂરાઇ ગયેલા વિનોદ રસથી ઠીક ઠીક ઉભરાય છે. શેરડીવાળા તરફથી સાક્ષી આપતાં ગંડેરીવાળો ખૂબ લાગણી બતાવ્યા વિના નથીજ રહી શકતો !

**ને** એક માણસને તો છેકજ છટકી જવા દીધો—બ્રિટીશ સલ્તનતને માથે કેવું મહા જોખમ ! પણ એ રોગિષ્ટ—ફેફરાંનો દર્દી હતો ને જજ ×લિંચ સાહેબની અદાલતમાં એને બે પાંચ વાર ફેફરૂં આવેલું, તેથી દાક્તરે કહ્યું કે ભલે, એને જવા દ્યો: આમ એ છટકી ગયો. પણ એમ થવાથી અગવડ ઘણી થઈ પડી ચાબખા ખાનારાઓની સંખ્યા વચલો ગાળો પૂરવાને ખાતરજ ફાંસીવાળાઓથી બેવડી રાખવામાં આવી હતી, પણ તેમાંના એક સૈયદ સુલેમાન ખૈરૂલ્લાએ મૂર્ખાઇભરી રીતે માંદા પડી

---

* તે વેળાનો ઈજીપ્તનો ગવર્નર.

× જેણે અબ્દેલ નબી વગેરેનો કેસ ચલાવ્યો તે જજ.

જઇને બધો ધાણ બગાડી નાંખ્યો. તેથી દરવીશની ફાંસી–ક્રિયા કંટાળાભરેલી થઇ પડી. અને એ પૂરી પન્દર પન્દર મિનિટ સુધી લટકતો રહ્યો ત્યારે દેન્શાવાઇવાસીઓ, ઇનીસ્કીલીંગ ડ્રૂગુન્સ ટુકડીના અમલદારો ને સોલ્જરો, ઘોડેસ્વાર સોલ્જરો ને પગપાળા સોલ્જરો વગેરેને આનંદ આપવા માટે ચાબખા ખાનારૂં કોઇજ હાજર નહોતું! અડીઓપટીની ગણતરી કરીને પણ ચાબખાની સજા થોડાક વધારે માણસોને પહેલેથીજ કરી રાખી હોત તો કેટલું બધું સારૂં થાત!

**ગ**મે તેમ, પણ બધાયને ચાબખા લગાવવાને પૂરો વખત નહોતો, તેમ ત્રણ ચાબખા ખાઉઓને પૂરા ફટકાવવાનોય વખત નહોતો. એટલે એ ત્રણ જણાને આ ખાણીપીણીની મિજબાની ઉપરાંત એક વરસની સખત મજુરીનો લાભ આપવામાં આવ્યો. બીજા છ જણા પર ઘણી રહેમ નજર રખાઇ. તેમને ચાબખો તો એકે ન પડ્યો–ફક્ત સાત સાત વરસની સખત જેલ મળી એટલુંજ. એકને વળી પન્દર વરસ મળ્યાં.

**તે** સ્હવારના પુણ્યપ્રકોપના પરિણામનો પૂરો સરવાળો:

ચારને ફાંસી,
બેને જીંદગીભર સજા,
એકને પન્દર વરસ,
છને સાત વરસ,
ત્રણને એક વરસ અને ૫૦ ફટકા અને
પાંચને ફક્ત પચાસ ફટકાજ!

**લો**ર્ડ ક્રોમર પ્રમાણપત્ર આપે છે કે આ બધું ખૂબ જરૂરી અને ન્યાયપુરસ્સરજ હતું. કારણોય આપે છે. એમ

જણાય છે કે ૧૮૮૨ની સાલમાં ઇજીપ્તમાં ઈંગ્રેજોએ દાખલ કરેલી જે ન્યાયપદ્ધતિ વિષે ખૂબ બડાશ મારવામાં આવેલી તે તે કેવળ કલ્પનાજન્ય હતી. ને તેથી ઇજીપ્તની ગડબડને શાંત કરવાનું ખરૂં કામ તો ઈજીપ્તવાસીઓ વડેજ રચાયલા *'બ્રીગન્ડેજ કમીશનો' મારફત કરવામાં આવેલું. આ કમીશનોને કોઈક ગુન્હાનો રિપોર્ટ મળતો કે તરતજ તેઓ તે ગામ પર ઉતરી પડતા. તમામ લાગતા વળગતાને ગળચીમાંથી પકડતા, તેમને એવી ભયંકર યાતના દેતા, કોઈકનું વર્ણન થાય ને કોઇકનું તો થાય પણ નહિ, ને છેક છેવટે પોતાની ગણતરી હોય તે મુજબના સઘળાનેજ માથે તહોમત ઠોકતા. પછી આરોપીઓને એટલું બધું દુઃખ દેવાતું કે તેઓ બધુંજ કબુલી દેતા–ટુંકમાં પોતાના પરનો આરોપ આખોજ કબુલી દેતા (શું કરે, બિચારા?) પછી તેમને મારી નાંખવામાં આવે, ફટકા પડે કે જીંદગીભર જેલ મળે. સિકન્દ્રીયા-(એલેકઝાંડ્રીયા) પર તોપ ગોળાઓ ચલાવ્યા પછી જે રૂપાળા અંતર્પટથી આપણને સંતોષ થયેલો તેની પાછળનું સાચું સ્વરૂપ આ હતું. ટુંકમાં, એ દેશી અદાલતો પૂરેપૂરી ફારસ રૂપે જ હતી—આપણી 'બાદશાહી' ન્યાયપ્રિયતાની જૂઠી ખુશામત કરવા માટે રચાયેલી એ અદાલતોને ન્યાય નામની વસ્તુ સાથે કશીય લેવાદેવા ન મળે. આખરે, પ્રોક્યોરર જેનેરલ તરીકે નીમાયલા એક બેલ્જીયન ન્યાયાધીશે સાચી વસ્તુ તમામ બહાર પાડી!

**મા**મલો આવો થયો. એને થાળે તો પાડવોજ જોઇએ! શાંતિ ને વ્યવસ્થા જાળવવાં જોઇએ! પણ બ્રિ૦ તંત્રધારીઓની આબરૂ જાળવવા નીમેલી વ્યવસ્થિત દેશી અદાલતો નિરૂપયોગી નીવડતી દેખાઈ! ને પેલાં બ્રીગન્ડેજ કમીશનો તો એવાં ઘૃણા-

* ગુન્હા પકડવા માટે ઇજીપ્શ્યનોની બનાવેલી કમિટીઓ.

સ્પદ અને હાનિકારક થઇ પડ્યાં કે તેઓ શાંતિના કરતાં અશાંતિજ વધારે પ્રગટાવતાં. ઉપરાંત પાર્લામેંટમાં પેલો વિલફ્રીડ સ્કાવેન* બ્લંટ ખાઈ પીને મંડેલો. તે ક્રૂરતા ને જુલમનો શત્રુ. વારે વારે સવાલો પૂછવાની ધમકીઓ દીધાં કરે. એટલે બ્રિગન્ડેજ કમીશનને ઠેકાણે નવીજ જાતની લશ્કરી અદાલત જેવી કચેરીઓ સ્થાપવાની જુક્તિ લડાવવામાં આવી. 'પણ કહે છે કે (વિલાયતને!) વફાદાર ઇજીપ્તવાસીઓની અદેખાઇને લીધે આવી અદાલતો જુલમ માટે 'સારામાં સારી' થઇ પડતી હોવા છતાં અશક્ય જેવી થઈ પડી! અહાહા! આ વફાદાર ઇજીપ્તવાસીઓજ ઇજીપ્તનું તંત્ર ખરેખરૂં ચલાવે છે અને વિલાયતને ત્રાસ આપે છે! અલબત્ત, આ જાતની 'વફાદારી' કંઇ કુદરતી રીતે નથી પાકતી–કુદરતી પાક નથી–એટલે એને ખરીદવીજ પડે એ દેખીતું છે! એની કિંમત એટલે એકાદી સારા પગાર ને અચ્છા મોભ્ભાવાળી સરકારી નોકરીજ–બીજું શું? ×

**આ**મ ૧૮૯૫માં નવી કચેરી સ્થપાઇ–તેમાં ત્રણ ઇંગ્રેજો ને બે ઇજીપ્તવાસીઓ બેસે. અને નહિ જુરીની જરૂર, નહિ અપીલની જરૂર, એવી રીતે બિલકુલ અમર્યાદિત સત્તા વડે સજાઓ ઠોકે. આપણું સરસમાં સરસ ન્યાયખાતું ને લશ્કરી તંત્ર તે આ!—ને આ સરસમાં સરસ સ્વરૂપ કેવું છે તે દેન્શાવાઇના કિસ્સા પરથી સમજી લેવું! લોર્ડ ક્રોમર તો "આ કચેરી ખરાબ છે ખરી, પણ પેલા બ્રિગન્ડેજ કમીશન તો બહુજ ખરાબ હતાં" એમ કહી એને વાજબી ઠેરવે છે. વળી આપણે આપણું શ્રેષ્ઠત્વ કદાચ હદ બહાર વધારી મૂકીએ એથી ડરીને એ કહે છે કે ન્યાય અને શાંતિ સાથે ફાંસી, યાતનાઓ, જુલમ અને ચાબખાની સજાને અવિયુજ્ય રૂપે સંકળાયલા માનવામાં ઇજીપ્તવાસીઓ તો

---

*** પાર્લામેંટનો એક સભ્ય. × હિંદમાં ખિતાબો વડે પણ ખરીદાય છે.**

એવા ટેવાઈ ગયા છે, કે એવી સજા પદ્ધતિ ચાલુ નહિ રાખનારી કચેરીને તેઓ ગણકારેજ નહિ—મોભાદાર પણ લેખે નહિ.

**આ** દલીલ ભારે ખરી! ખૂબ દીર્ઘદષ્ટિવાળી! કેમકે એના પરથી એવું સહેજે સૂચન મળે છે કે વિલાયતના પાદરીઓ ધર્મ અને મનુષ્ય-ભોગ એ બે વસ્તુઓને અવિયુજ્ય ગણનારી જંગલી જાતિઓને ખ્રિસ્તી બનાવવા માટે મનુષ્ય ભોગ આપવાની ક્રિયાઓ ધર્મમાં દાખલ કરે તો ખોટું નહિ! એ પરથીજ એવું પણ સહેજે લાગે છે કે દેન્શાવાઇવાળી કચેરીએ કબુલતો અને સાક્ષીઓ મેળવવા માટે જુલમ જહાંગીરી ન વરતાવ્યાં—કાળો કહેર ન કર્યો તેનું કારણ એટલુંજ કે પાર્લામેંટ એ સાંખી ન રહે—જો કે જે પાર્લામેંટે આવી ફાંસીયાવિદ્યા સાંખી લીધી તે તો-શુંયે સાંખે ને શું ન સાંખે?—બધુંયે સાંખે એમ લાગે છે.

**તો**યે એ કચેરીએ પણ બ્રિટીશ અમલદારો વિરૂદ્ધ બોલનારા સાક્ષીઓને નથીજ સાંખ્યા! તે નીચેના દાખલા પરથી સમજાશેઃ બન્યું એવું કે પેલી બંને શિકાર પાર્ટીઓ વખતે સાથે જનાર એબ્બાશી ૨૬ વરસનો અહમદ હસન ઝાકઝુક નામનો જુવાન હતો. તેણે જુબાની આપતાં ભાર દઈ કહી નાંખ્યું કે પેલી બાબી ગોળી વડે વિંધાયા પછી પણ અમલદારોએ બે વાર લોકોના ટોળા પર બન્દુક છોડેલી. આ વાત પાર્લામેંટ આગળ રજુ થયેલા કાગળોમાં મોજુદ છે. પણ મિ. વિલ્ફ્રેડ સ્કાવેન બ્લંટે 'લે ઈજીપ્ત' નામના ફ્રેંચ છાપામાંથી અવતરણ ટાંકયું છે કે "ઝાકઝુકને એક જજે પૂછયું કે અલ્યા, આવું બોલતાં તું ડરતો નથી? ત્યારે એણે કહ્યુંઃ આ દુનિયામાં મને કોઇ ડરાવી શકે તેમ નથી, સાચું છે તે સાચુંજ રહેવાનું છે.—અને ટપ્ દઇને

એને કોર્ટે કહ્યું કે બેસી જા!" મિ. બ્લંટ ઉમેરે છે કે પછી ઝાકઝુકને, આ મામલામાં એણે જે વર્તણુક ચલાવી તે માટે એક 'કોર્ટ ઓફ ડીસીપ્લીન' આગળ ખડો કરવામાં આવ્યો ને એ અદાલતે એને બે વરસની સજા તથા પચાસ ફટકાનું પારિતોષિક આપ્યું!

**આ**ને બ્રિટીશવિરોધી સાક્ષીઓને જોરજુલમથી બ્હીવડાવનારી ક્રિયા કહેવા જેટલા અવિનયી તો 'મારાથી કેમ બનાય? પણ એટલું તો કહું, ને ઘણાક સમજુ માણસો પણ કબુલશે કે 'ભવિષ્યમાં ઇજીપ્તના બ્રિટીશ તંત્રધારીઓની વિરૂદ્ધ સાક્ષી આપતાં ઝાઝો વિચાર કરજે' એ મતલબની શીખ ઝાકઝુકને જરા વધારે તીખી દવા મારફતે અપાઇ તો ખરી જ.

**દે**નશાવાઇવાસીઓનો કેસ ચાલ્યો ત્યારે જ્યુરી–પંચ તો નહોતીજ, પણ બચાવ જેવી વસ્તુયે શૂન્યથી ઘણી ઓછી હતી. તંત્રધારીઓને ગુસ્સે કરવા એ જેને માટે જરાયે ઈષ્ટ ન હોય એવા–એટલી પગભરતાવાળા બારીસ્ટરોને કેદીઓનો બચાવ કરવા સારૂ ખડા કરેલા. બચાવ કરવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટું તેમણે તો પરદેશી તંત્રને ઇશ્વરની અપૂર્વ દયાના વરસાદ રૂપે ગણી પ્રશંસાપૂર્ણ વધામણાં આપ્યાં; અને પોતાના દુઃખી અસીલો, જેમણે પોતાની વર્તણુંક વડે તમામ ઇજીપ્તવાસીઓનો સંપૂર્ણ ગુસ્સો વહોરી લીધો હતો (?) તેમને માટે દયાની યાચના કરી તેઓ બોલ્યાઃ "અહો, ન્યાય કરતાં દયા વધારે શ્રેષ્ઠ છે–પ્રભુતામાં પગલાં માંડનારી છે!" કચેરીએ ચુકાદો આપતાં ટીકા કરી કેઃ બચાવ પક્ષના વકીલનું કહેવું અમે બરાબર સાંભળ્યું છે. છતાં તેમનો પક્ષ બિલ્કુલ તુટીજ પડેલો જણાય છે, અને આરોપીઓ માટે તેમણે અમારી પાસે જે કંઇ કહ્યું છે તેનો

અર્થ દયાની યાચના સિવાય બીજો કાંઇ નથી!

હા! ને બચાવ જો પૂરેપૂરો રજુ થયો હોત તો? તો શું થાત?

તો તો ક્રેમર સાહેબની ખાતરી થઈ જાત કે આખા ગામને બાળી મૂકવા સિવાય ને તેના તમામ રહીશોને લટકાવી દેવા સિવાય બ્રિટીશ સલ્તનતને બચાવીજ ન શકાય. એ બનાવ તો દેખીતોજ હતો ને?—ખેડુતોની જીવતી મિલ્કતનું ખૂન કરવા ને તેને લઈ જવા માટે પાંચ બન્દુકધારી પરદેશીઓની ગામ પર ચઢાઈ: તેમને નિઃશસ્ત્ર કરવાના પ્રયાસમાં ચાર ગામડીયાઓનું ઘાયલ થવું: ગુસ્સે થઇને ગામડીયાઓએ પેલા હુમલાખોરોને મેથીપાક આપવો: અને છેવટે મોટેરાંઓ તથા ચોકીયાતોએ પેલા હુમલાખોરોને બચાવી લેવા અને ફક્ત પોતાની ગેરવર્તણુકને માટે ગમે તે ઠેકાણે ય પ્રાપ્ત થાય એટલીજ યોગ્ય મારઝૂડ કર્યા પછી છાવણીએ પહોંચાડવા: બસ!

આ સ્વરૂપમાં કોઇકે સાચી વાત કરવાની હિંમત કરી હોત તો તે કહેનાર કેદી કે વકીલ કે કોઈ પણ માણસની શી વલે થાત એની કલ્પના કરવી મુસ્કેલ નથી. એટલે રતો—કેદીઓ ડાહ્યા હતા તે ગમ ખાઈ ગયા. માંચડા પર ઉભો ઉભો દરવીશ પોતાના ઘર ભણી વળ્યો ને પુકાર્યો: "આ અન્યાય, ક્રૂરતા, ને નીચતાભરી દુનિયાને સાટે ઇશ્વર અમને રૂડો બદલો આપો." પણ જો એણે ભૂલેચૂકે અદાલતમાં આ રીતે ઇશ્વરની સાથે કચેરીની સરખામણી કરતાં કચેરીને ઉતારી પાડવાની ધૃષ્ટતા કરી હોત—તો, નક્કી એને ફાંસીએ ચઢાવતાં પહેલાં, આપણા સામ્રાજ્યની મહત્તાનો ખ્યાલ આપવા માટે પચાસ ફટકાનો લ્હાવો જરૂરજ આપ્યો હોત. પણ એ લુચ્ચાએ તો પોતાના

વિચારો મનમાંજ સંઘરી રાખ્યા! ને છેક છેલ્લી ઘડીએ, જ્યારે મારી નાંખવા સિવાય બીજું કશુંજ એને થાય એવું નહોતું ત્યારેજ એણે એ શબ્દો ઉચ્ચાર્યાં. અદાલતમાં તો બીજાઓની પેઠે એ ડાહ્યોજ રહ્યો.

**બી**જા પણ બિચારાઓ જૂઠ્ઠું બોલ્યાઃ ઈન્કાર કર્યોઃ બીજેજ સ્થળે હતા એવું પુરવાર કરવા જીવતોડ પ્રયાસ કર્યોઃ 'અમે તો બીજે ગામ હતા, અમે તો ખળામાં હતાં, અમે તો અનાજ ઝાટકતા હતા કે ઢોરાં ચારતાં હતાં' વિગેરે વિગેરે. એમનામાંનો એક તો, પોતાને ઓળખી કાઢવામાં આવ્યો ત્યારે, બોલ્યોઃ 'ઓહો, એમ તો બધાય માણસ સરખાજ દેખાયને? એ કાણો હતો. દરવીશે, એક અમલદારની બન્દુક પડાવી લીધેલીઃ છતાં તેણે કહ્યું કે મારા દુસ્મનો રાત્રે મારા ઘરમાં આવી એ દાટી ગયેલા!' હા. એ બધું દયાજનક લાગે છે. પણ એથી વધારે દયાજનક તો જજ લિંચ સાહેબનો પુણ્ય પ્રકોપ (!) લાગે છે—એ લિંચ સાહેબ, જે પોતાનાજ શબ્દો વડે પોતાને પૂરેપૂરા દંભી, જુલમી, પહેલા નંબરના બાયલા પુરવાર કરે છે તેને આ કિસ્સામાં જે સત ચઢેલું તે ખરેખરૂં વધારે દયામણું લાગે છે!

**લિં**ચ સાહેબનો પક્ષ તાણતાં લોર્ડ ક્રોમર સત્તાવાર રીતે કહે છે કે કેદીઓને સંપૂર્ણ રીતે પૂરેપૂરો ન્યાય અપાયો છે. સારી દુનિયાના કોઇ પણ અદાલતી કિસ્સા માટે વધારેમાં વધારે કહી શકાય તો તે એટલુંજ કે માનવીની અપૂર્ણતા ઓછામાં ઓછો જેટલો અન્યાય કરી શકે એટલોજ અન્યાય એમાં થયો છે. પણ જોજો, લોર્ડ ક્રોમર એમ નથી કહેતા. એ તો કહે છેઃ સંપૂર્ણ ને પૂરેપૂરો ન્યાય અપાયો છે! એ વાત લોર્ડ ક્રોમર જરૂર માનતાય હશે. પણ એમની મનોદશા સમજવા કરતાં વધારે

ઉપયોગિતા એમના આ અભિપ્રાયની નથી. ને ઇજીપ્તમાં ત્રીસ વરસ સત્તાધીશનું જીવન ગાળ્યા પછી ઇંગ્રેજી ભાષાના સાદા શબ્દોનો અર્થ પણ મગજમાંથી કેવો ને કેટલો ગુમ થાય છે તે સમજવા પૂરતીજ એની કિંમત છે !

ને વળી ક્રોમર સાહેબ એક દાખલો ટાંકે છેઃ ગઇ સદીના એંશી–પંચાશીમાં સર ક્લોડ મેકડોનલ્ડની હાજરીમાં કોઇક મુદીરે કોઇકને ચાબખાની ધમકી આપેલી. ત્યારે તે માણસે કહેલું: ‘જા, જા ! માર્યો ! અહિં તો ગોરાઓનું રાજ છે, ગોરાઓનું ! ચાબખા મારવા રસ્તામાં નથી પડ્યા !’—આ વાત ટાંકી ક્રોમર સાહેબ કહે છે કે આવો હિંમતભર્યો જવાબ બ્રિટીશ અમલદારની હાજરી હતી તેથીજ અપાયો હશે.—પણ–

પણ દેન્શાવાઇના ૧૯૦૬ના કિસ્સા પછી પેલો માણસ શું કહે છે ? ક્રોમર સાહેબ શું કહે છે ? એઓ તો પૂર્વની પ્રજાઓ પર પશ્ચિમના સંસ્કારી વિચારોની છાપ અતિ વહેલી પાડવાની પદ્ધતિને ઉતારી પાડે છે.—ટુંકમાં કહે છે કે ઇજીપ્તમાં તો તમારે ઇજીપ્તવાસીઓ પેઠેજ ચાલવું: ડોકો ચાબખા ને લટકાવો ફાંસીએ !—અહા ! જીત્યું કોણ ? જીતાયું કોણ ? પશ્ચિમે પૂર્વને જીત્યું કે પૂર્વે પશ્ચિમને !

જૂઓ તો ખરા—

૧૮૮૩માં લોર્ડ ડફરીન બેસ્ટીનાડોની પદ્ધતિને એક ભયંકર ને નામોશીભરી સજા તરીકે બંધ કરે છે ! ને ૧૯૦૬માં લોર્ડ ક્રોમર ચાબખાની જંગલી ને ભયંકર પદ્ધતિને ન્યાયી, વાજબી ને જરૂરી ગણાવે છે અને તેમ ઠસાવવા પ્રયત્ન કરે છે ! અને વળી એ ક્રિયા કરવામાં કશું વાંધા પડતું નથી એમ દર્શાવે છે !

ને એ તો ઉમેરે છે: મેં ઇજીપ્તમાં ત્રીસ ત્રીસ વરસ ગાળીને ઇજીપ્તવાસીઓની નૈતિક, સાંસ્કારિક ને ઇહલૌકિક (Moral & material) ઉન્નતિ સાધવા હાર્દિક પ્રયાસ કર્યો છે. ને મને ઘણા હુશિયાર, શક્તિમાન ને મારા જેવીજ ભાવનાવાળા કહી શકાય એવા અમલદારો મદદમાં મળ્યા હતા.—અસ્લાજ એવા !

આ શબ્દો વાંચતાં ઇજીપ્ત ખરેખર થરથર ધ્રુજી ઉઠે—કંપી ઉઠે તો નવાઈ નહિ. જો ત્રીસ વરસના અમલ પછી દેન્શાવાઇ જેવો લ્હાવો મળે, તો બીજા ત્રીસ વરસને અંતે—'એવીજ સરસ ભાવનાથી' કરવામાં આવેલી ત્રીસ વરસની ઉન્નતિને અંતે—ઇજીપ્ત કેવું બની રહે ?

લોર્ડ ક્રોમરના દેન્શાવાઇ વિષેના પહેલા પત્ર તરફ વળીએ. એ ઠીક પડશે.. પેલી શિકારી પાર્ટી ઘસી ગયેલી તેને બીજેજ દિવસે એ પત્ર લખાયો છે. સર એડવર્ડ ગ્રે* પર લખાયો છે. એમાં લખ્યું છે: "કે લશ્કરી ખાતાનો સેનાપતિ ટુંકમાં હુકમ કાઢનાર છે કે લશ્કરના અમલદારોને કોઇ પણ સંજોગોમાં કબુતરોનો શિકાર કરવાની મનાઈ છે" પણ ભઇશાબ ! આવા મનાઇ હુકમની શી જરૂર ? પેલી કચેરીએ તો પોતાના ચુકાદામાં પેલા અમલદારોને "ઠપકાને પાત્ર બને એવું કશુંજ ન કરનારા પરોણા" (હા ! હા ! પરોણા હોં ! પરોણા !) ગણાવ્યા છે !

સર એડવર્ડ ગ્રે સાથે આ બાબતમાં સત્તાવાર પત્રવહેવાર કરનાર બીજી વ્યક્તિ તે મિ૰ ફિન્ડલે.× પેલી સુનાવણીમાં દાક્તરી તપાસને અંતે પણ પેલો એક અમલદાર જે લૂ લાગ્યાથી મરી

---

* ઇજીપ્ત માટેનો પ્રધાન.

× ઇજીપ્તમાં તે વેળાનો એક અંગ્રેજ અમલદાર.

ગયેલો તેને ઇજીપ્તવાસીઓએ પહેલેથીજ ખૂબ મારેલો હતો ને તેથી તે નબળો પડી ગયો ને વળી લૂ લાગી એટલે મરી ગયો એથી વધારે એ બાબતમાં પુરવાર થઇ શક્યું નહોતું; ને બીજા અમલદારો જેઓ ગામડીઆઓના હાથમાં નિઃશસ્ત્ર ને બચાવહીણ થઇ પડેલા, તે તો અદાલતમાં જીવતા ને જાગતા બેઠેલા. આમ છતાં ફિન્ડલે સાહેબ તો લખે છે કે જે ચાર માણસોને ફાંસી મળી તે તો એમણે પહેલેથી રચી રાખેલા કાવતરાં મુજબ જંગલીપણે ખૂન કરવા સારૂ એ સજા થયેલી. વળી જણાવે છે કે "આ વસ્તુને અહિંના સ્થાનિક છાપાએ બિલકુલ અવગણી છે, ને એ છાપાંઓ સત્યની એટલી ને એવી અવગણના કરે છે કે એમને મોટી મોટી રકમની લાંચો અપાઇ છે એમ સ્પષ્ટ જણાય છે!"

ફિન્ડલે સાહેબ તો વળી ફિલસુફ પણ દેખું! તે નામદાર કહે છે—'ઇજીપ્તવાસીઓ તો નસીબવાદી છે તેથી મોતનો એમને ડર નથી. એટલે ઇજીપ્તમાં તો ચાબખા મારવાની પદ્ધતિને એક ન્યાયી સજા તરીકે ગણવાના પક્ષમાં જેટલું કહીએ એટલું ઓછું છે!'—આ રીતે તો, પેલા ચાર માણસોને ફાંસીને બદલે ચાબખા મારવા એજ વધારે તર્કયુક્ત ગણાય. પણ ના! ફિન્ડલે સાહેબ એ નિર્ણય પર નથી આવી શકતા. તર્કશાસ્ત્રમાં તેઓ એટલા કુશળ નથી લાગતા. તેઓ તો ભાવના પ્રધાન માણસ જણાય છે-નરમ ઘેંસ કહીએ તોય ચાલે. કહે છે:

> "બ્રિ૦ અમલદારો પરના આ જંગલી હુમલાને રાજકીય વેરઝેર સાથે કશી સીધી લેવાદેવા હોય એમ હું નથી માનતો. તોપણ ખટપટી ને સ્વાર્થી ચળવળીયાઓએ ગયે વરસે જે વિરોધ અને

વિદ્રોહનો જુસ્સો ઝમાવ્યો છે તેને પરિણામેજ આ બન્યું છે એટલું નક્કી.

"વળી સારામાં સારા ઇંગ્રેજ ન્યાયાધીશ ને સારામાં સારા દેશી ન્યાયાધીશની કાયદેસર રચાયેલી અદાલતના ચુકાદા સામે પાર્લામેંટના મેમ્બરો વાંધાસાંધા ઉઠાવે, એ પરથી જે શોચનીય અસર ઇજીપ્તમાં પ્રગટ થાય છે તે પ્રત્યે આપનું ધ્યાન ખેંચવું એ મારી ફરજ છે. આ પરથી તો, કહેવાતા દેશસેવક પક્ષના સુકાની ક્ષુદ્ર ચળવળીયાઓને અત્યાર સુધી નહોતો મળ્યો એવો દાંડો મળવાનો ને તેઓનું ચઢી વાગવાનું."

અમલદારશાહીનો સરસ ને સ્વાદિષ્ટ, સુગંધિદાર ખ્યાલ ફ્રિન્ડલે સાહેબ એટલી સરસ રીતે આપે છે કે એમની સામે શું લખવું તેય મને નથી સૂઝતું. "દેન્શાવાઇની ખટપટ પછી થોડે દહાડે દેશીઓએ એક પાણી ખાતાના ઇન્સ્પેકટરને પથરે પથરે માર્યો ને ઇજા કરીઃ બે દહાડા પર ત્રણ દેશીઓએ ગધેડા પર બેસીને જતા એક સોલ્જરને એના ગધેડા પરથી ઉથલાવી પાડ્યો ને પેટમાં લાતો મારીઃ એને ગંભીર ઇજા થઇ છે. એ કિસ્સામાં ઇરાદો ચોરી કરવાનો જણાય છે. આવી સ્થિતિ જો ચાલ્યાં કરે, ને વધારામાં જો અહિંની ચળવળ ખટપટને પાછો વિલાયતમાં ટેકો મળે તો અહિંના લશ્કરની સંખ્યા વધારવાની અને છાપખાનાઓ પર અંકુશ મૂકનારો કાયદો કરવાની પાળી ટુંકમાંજ આવી પડશે!"

જરા વિચાર કરજો. કરોડ માણસની વસ્તીમાં એક ઇન્સ્પેકટર પર પથરા પડ્યા. તે પછી કાયદા પ્રતિ લોકોની

માનવૃત્તિ વધારવા સારૂ દેન્શાવાઇને અંગેની ફાંસીઓ દેવાઇ ! ને પરિણામ તેનું એ આવ્યું કે ત્રણ દેશીઓએ એક ગોરા સોલ્જરને તેના ગધેડા પરથી પાડી નાંખ્યો ને લુંટયો !

મિ. ફિન્ડલે સંસ્કૃતિના દેવાળીયાપણા પર ગભરાઇ જઇને આ ગંભીર સ્થિતિનો એકજ ઉપાય જોઈ શકે છે—કે લશ્કર સારી પેઠે વધારવું ને દેશી છાપાંઓને દબાવી દેવાં ! ને લોર્ડ ક્રોમર લખે છેઃ મારે કહેવાનું હોય, તો એટલુંજ, કે મિ૦ ફિન્ડલેની ટીકાઓ સાથે સામાન્યપણે હું સંમત છું; ને મારે જો ઇજીપ્તમાં વધુ રહેવાનું થયું હોત તો એમણે જે રસ્તો ગ્રહણ કર્યો તેજ રસ્તો મારે પણ પૂર્ણપણે અખત્યાર કરવા પડયા હોત.

પણ આ રસભર્યો હેવાલ મારે મને કે કમને પણ હવે પૂરો કરવો જોઇએ. ચિત્રને બરાબર ઝમાવવા માટે જોઇએ એટલા અવતરણો હું ટાંકી ચૂકયો છું. અને એમાંથી વિલાયતને અપાય તેટલી જોરાવર ચેતવણી આપું છું કે ઇ. સ. ૧૯૦૬માં દેન્શાવાઇ પર જેવી હકુમત ચાલી તેવી હકુમત, એજ જો બ્રિટનની સલ્તનતનો અર્થ હોય (અને મને લાગે છે કે આપણે ત્યાંના અડેખાં બડેખાંઓ તથા લશ્કરી સરદારોની અને પરોપકારપૂર્ણ ભાષણખોરોની જમાતને મન સલ્તનતનો અર્થ એજ છે) તો તો પૃથ્વી પર પવિત્રમાં પવિત્ર અને અતિશય જરૂરી રાજકારણી સત્કૃત્ય એકજ રહે છેઃ એ સલ્તનતને ભાંગી તોડી હરાવી, દાબી ચાંપી એના ભૂકેભૂકા કરી નાંખવા; અને માનવતાના પ્રભુતાને પંથે પહોંચવાના પ્રયાસમાં ભયંકર આડખીલીઓ રૂપી પ્રથાઓ અને સંસ્થાઓને માટે નિર્માણજ હોય છે તેવી દુઃખદર્દ અને સંકટો રૂપી સખ્ત ને કડક નસીહત દઇ એ સલ્તનતના રક્ષણહારોને સીધા દોર કરવા—સાચા માનવ બનાવવા.

ને ઇજીપ્તવાસીઓ-નાઇલ નદીને ખોળે ઉછરેલો કોઇપણ ભૂમિપુત્ર આ દેન્શાવાઇના કિસ્સા પછી પણ રાજીખુશીથી બ્રિટીશ રાજ્યની તાબેદારી કબુલે, અથવા કેવળ સમાન અને સ્વતંત્ર રાજ્યોના ઝુમખા (મહામંડળ)ના સભ્ય તરીકેના જોડાણ સિવાયનું બીજું કોઇ પણ જોડાણ આપણી સાથે કબુલ કરે, તો પછી લોર્ડ ક્રોમર જેને વાજબી ને જરૂરી ગણે એવી ખરાબમાં ખરાબ જુલમ જહાંગિરીને માટે એને લાયકજ ગણવા જોઇશે. જ્યારે સાંસ્કારિક ઉચ્ચતા અને હિંમતભરી સેવાપરાયણતાને બદલે ભડકેલા સોલ્જરો અને અમાનુષી અમલદારો પર અતિશય વધારે પડતો આધાર રાખી આપણે આપણું શ્રેષ્ઠત્વ પુરવાર કરવા જઇએ ત્યારે આવુંજ પરિણામ આવે.

ને ગમે તેમ, પણ અબ્દેલ નબી અને એના વીસ વરસના નવલોહીયા પડોશીને જીવનભર જેલમાં સડવા દેવામાં અને પોતાની એમ કરવાની શક્તિમાં જે ઇંગ્રેજને સંતોષ ને ગર્વ પ્રાપ્ત થતો હોય, તેણે મારા દેશ (આયર્લાંડ) કે પોતાના દેશ પર પણ રાજ ચલાવવાની યોગ્યતા પોતાનામાં હોવાનો ઢોંગ કરવો એ તદ્દન વૃથા છે. ને આ કિસ્સાની જવાબદારી કંઇ માત્ર લશ્કરી સત્તાધારીઓ કે પેલી કચેરીના ન્યાયાધીશો પરજ નથી. પાર્લામેંટના દિવાને આમને ૨૪ કલાક આગળથી ખબર (નોટીસ) અપાઇ હતી અને તારખાતું સર એડવર્ડ ગ્રેનો પડયો બોલ ઝીલવા તૈયાર હતું—અને ધારત તો દિવાને આમ જાહેર કરી શકત–પુરવાર કરી શકત કે વિલાયત તો સંસ્કારી દેશ છે; ઇંગ્રેજ તો સુધરેલી પ્રજા છે, અને તે આવી જંગલી ફટકાબાજી અને વેરભરી ફાંસિબાવિદ્યા નથી સાંખી શકતી.

પેણ બ્રિટનની પરોપકારી લશ્કરી હકુમત અને ફ્રિન્ડલે

સાહેબની વફાદારીનું સ્વરૂપ બરાબર સમજનારા આઇરીશ પક્ષના પ્રતિનિધિ મિ૦ ડીલોને બહુ બહુ વાંધા ઉઠાવ્યા—પરિણામ શૂન્યમ્ ! અને આગલા શાહીવાદી વજીરમંડળની હકુમત હેઠળ દ૦ આફ્રિકામાં કુટુંબીઓની ફરજીયાત હાજરીમાં કેદીઓને દેવાયલી ફાંસી અને ચીનાઓ પર થયેલી ફટકાબાજી સામેનો પુણ્યપ્રકોપ જેનો હજુ તો પૂરો શમી પણ નથી ગયો, એવા નવા ઉદાર ( લીબરલ ) વજીરમંડળ તરફથી સર એડવર્ડ ગ્રેએ દેન્શાવાઈના ભયંકર જુલમોને અનુમતિ આપી, ને તેમનો બચાવ કર્યો ! એટલુંજ નહિ પણ–(માનવુંયે વિકટ થઇ પડે છે છતાં)–દિવાને આમને કાકલૂદી કરી કે એ વિષય પર ટીકા ન કરશો–એની સામે વાંધાસાંધા ન કાઢશો ! કેમકે એ અબ્દેલ નબી ને એ હસન મહફુઝ ને એ દરવીશ વગેરે તો પયગંબરને નામે ખ્રિસ્તી ધર્મનો નાશ કરવા માટે રચાયલા એક રાક્ષસી મુસ્લીમ કાવતરાંના રચનારાઓ હતા; અને એ કાવતરાનો હેતુ '૫૭ના હિંદી બળવાની જંગી પુનરાવૃત્તિ કરી આફ્રિકામાંથી ને એશિયામાંથી ખ્રિસ્તીઓને સમૂળાં હાંકી કાઢવાનો હતો !

**આ**વી બેવકુફીભરી કલ્પિત કથાનું હડહડતું જૂઠાણું કોઈ પણ ચતુર ને રાજકીય અનુભવવાળા માણસને ગળે કેમ ઉતરી જાય એજ અજબ જેવું છે;–જો કે મનમાં ભયંકર રીતે શરમાતા વજીરો તો એવા હજાર જોડકણાં રચી, તેનું શરણું લેવા તત્પર રહેજ. પણ આપણો પરદેશ ખાતાનો મંત્રી એટલુંય નથી સમજી શકતો કે ખરેખરજ એવું કોઈ કાવતરૂં રચાયું હોય–અસ્તિત્વમાં આવ્યું હોય, તો ઈંગ્લાંડે તેનો સામનો બહાદુરીથી ખુલ્લી રીતે લઢી ઝગડીને કરવો જોઇતો હતો—મુઠ્ઠીભર ગામડીયાઓને જંગલી રીતે ફટકાવી, કે તેમની ગળચી મરડીને મુસ્લીમોને થથરાવી ડરાવી મારવાના ઉપાય વડે તો નહિજ.—

માનવતા આ વાતની માફી એ પરદેશ મંત્રીને કદિય નહિ આપી શકે.

**આ**પણાં સૌનાંય ખૂન થવાનાં છે એ જાતની ખાતરી-રૂપી જે મૂડી પર સર ગ્રે સાહેબે પોતાની બાદશાહી વિચાર-સરણી ચલાવી તેને કબુલી લેવા જેટલો મૂરખ ને હલકટ હું હોઉં, તોય એટલું તો જરૂર કહું કે આપણે કંઇ નહિ તો મરદની રીતે તો મરવું જોઇએ ! ને જરા અંગત વાત કરૂં ? એ પ્રધાન સાહેબને જે રાજદ્વારી ને સામાજિક મોભ્ભો પ્રાપ્ત થાય છે—જે મોભ્ભો દેશના સામાન્ય માણસો કે વેપારીઓને નથી મળતો-તે એવી ગણતરી પરથી મળે છે, કે સ્વમાન ગમે તેવા સંકટો અને દુઃખોથીય મોંઘું છે અને એના વિનાનું જીવન કેવળ નિરર્થક છે એ વાત એઓ સાહેબ બીજાઓ કરતાં વધારે સારી રીતે સમજે છે. સર સાહેબ એટલુંય નથી સમજી શક્યા કે દશ ખૂનખાર લડાઇઓ કરતાં પણ દેન્શાવાઇના એક ભયાનક કિસ્સાએ સલ્તનતને વધારે નુકસાન કર્યું છે.

**ને** ભીરૂતા-બાયલાપણું ચેપી રોગ છે. એ જોતાં પૂર્વ દેશોમાં વરસો સુધી નોકરી કર્યા પછી પણ, અંતરમાંનો ડર છૂપાવવાની પરિચિત કળા પણ જે ભૂલી ગયા હોય તેવા અમ-લદારોને બદલી કાઢવા એ ઇષ્ટ નથી શું ? હું તો મારે અટુલો જેવો સાહિત્યરસિક નાગરિક જન છું—સ્વભાવે નબળો પોચો છું—પણ બહારનો દેખાવ જાળવી રાખવાનું તો મારાથીય બને છે. અને રસ્તા પર કચડાઈ છુંદાઇ મરવાનું Garroted-ગાળો વાંચવા સાંભળવાનું કે લંડનમાં બળીજળી મરવાનું માથે ઝઝૂ-મતું જોખમ છતાં લશ્કરી કાયદા માટે કે છાપાંઓ પર અંકુશ મૂકવા માટે, દાખલો બેસે એટલી હદ સુધી મોટર હાંકેડુઓને

ચાબખા મારવા માટે કે ફરજીયાત લશ્કરી અમલ માટે હું તો કશાયે બુમ બરાડા પાડતો નથી! પરદેશમાં નોકરી કરતા અમલદારો ને સોલ્જરો નાગરિકો કરતાંય આટલા બધા ડરપોક કેમ બની ગયા છે? એ પરથી નથી સ્પષ્ટ સમજાતું? કે જુલમજહાંગિરીભર્યો લશ્કરી સામ્રાજ્યવાદજ કેવળ અસ્વાભિક ને કૃત્રિમ છે; અને કોઈ પણ માણુસ બીજાનો સ્વામી થવાને યોગ્ય નથી હોતો—એ વિલિયમ મોરીસે રચેલું સૂત્ર રાષ્ટ્રોને પણ લાગુ પડે છે; ને વળી જે Plutocratridden સામ્રાજ્યોમાં હમણાં હમણાં જોગાન જોગે દોલત ઘણીજ વધી પડી છે અને તેની વહેંચણી ને વ્યવસ્થા કરવાની ચતુરાઈ બિલ્કુલ સૂઝતી નથી એવાને તો વળી એ વધારેજ લાગુ પડે છે!

પણ સામ્રાજ્યની આર્થિક પુનર્વ્યવસ્થા તો મુશ્કેલ ને મોટું કામ છે. પણ અબ્દેલ નબી અને એના સાથીઓનો છૂટકારો તો કલમને એક ઝટકે થઇ શકે તેમ છે—માત્ર પ્રજાએ જરા શરમાઇને એ વાત મન પર લેવી જોઇએ. મને ડર છે કે મેં આ આખો કિસ્સો અયોગ્ય ને ગેરવાજબી સ્વરૂપે ચીતર્યો હશે-કેમકે આયર્લાંડવાસી તરીકે ઈંગ્રેજી સત્તાનો અટળ વિરોધ મારે માટે કુદરતી ગણાય. તેથી, પોતા પરજ અણભરોસો રાખીને મેં આ આખી વાત પાર્લામેંટના કાગળો પરથીજ લીધી છે—જે કાગળોમાં આપણા સત્તાધારીઓએ પેલી* અદાલતની આબરૂ જાળવવામાં અને ગામડિયાઓને મોંઢે શાહી ચોપડવામાં કશું બાકી રાખ્યું નથી.

જેમને આ વાત અજોડ ચારિત્ર્ય ને પ્રતિષ્ટાવાળા તથા ઇજીપ્ત વિષે ઉંડુ જ્ઞાન ધરાવનારા ઇંગ્રેજને મોંઢે સાંભળવી હોય

---

* ઈજીપ્તમાં કેસો ચલાવવા રચેલી તે.

તેમણે મિ૦ વિ૦ સ્કા૦ બ્લંટની પત્રિકા "ઇજીપ્તમાં બ્રિટનના અત્યાચાર" વાંચવી. મેં કેટલો સંયમ રાખ્યો છે તે તેમને એ પરથી સમજાશે. હું તો કહું છું કે જે (ક્રોમર સાહેબના શબ્દોમાં) 'સુંદર ભાવના' વડે પ્રેરાઇને ઇંગ્લાંડનું રાજ્ય ઈજીપ્તમાં ચાલ્યું તેજ રીતે આયર્લાંડમાં પણ ચાલે છે; અને તમામ જુલ્મી લશ્કરી તંત્ર માટે એ સિવાય બીજી ભાવના શકયજ નથી. ત્યારેજ તેમને કદાચ સમજાશે કે માત્ર આયર્લાંડને માટેજ હોમરૂલની જરૂર છે એમ નથી, પણ તમામ રાષ્ટ્ર મહામંડળોના તમામ સભ્યોને માટેય એની જરૂર છે. સામ્રાજ્યનું કોઇ પણ કાયમી સ્વરૂપ હોય તો તે એવું સાચું રાષ્ટ્ર મહામંડળ જ હોઇ શકે.

---

**પાછળથી:** આ લખાણ છાપખાને ગયા પછી ખબર પડી છે કે ક્રોમર સાહેબે રાજીનામું આપ્યું છે. એમને પોતાની તબીયત બગડતી લાગે છે. એટલે હું કહું કે એમનું મગજ પણ બગડયું છે તો એઓ મને માફ કરે. ને વળી સૂચના કરૂં કે એઓ ઈજીપ્તમાંથી નિવૃત્ત થાય તેની સાથે સાથેજ, એમનીજ દરમ્યાનગીરીથી, અબ્દેલ નબી અને તેના સાથીઓને પણ જીવનભરની જેલમાંથી નિવૃત્તિ મળે—તો એવી સૂચના માટે પણ તેઓ ઉદાર દિલે મને ક્ષમા આપે.



